નહેરુ બાલ-પુસ્તકાલય

# તાનસેન

## જાદુઈ સંગીતકાર

લેખક અને ચિત્રકાર
**અશોક દાવર**

અનુવાદિકા
**કાદંબિની દવે**




નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા

ભારતની લગભગ વચ્ચોવચ્ચે ગ્વાલિયર નામનું શહેર આવેલું છે. આ શહેરમાં મહાન સંગીતકારોમાંના એક સંગીતકાર—તાનસેનનો મકબરો છે.

સુંદર રીતે કોતરેલા પથ્થરના આ મકબરાની અડોઅડ એક નાનકડું આંબલીનું ઝાડ ઊભું છે. કહેવાય છે કે આ ઝાડનું એક પાંદડું ખાવાથી અને મકબરાને હાથ અડાડવાથી ગવૈયો પોતાનો અવાજ સુધારી શકે છે.

આ બધું કેટલું ચમત્કાર ભરેલું લાગે છે ને? તાનસેનની કથા પણ એટલી જ ચમત્કાર ભરેલી છે. હજી આજે પણ ઘણાં જાણીતા ગવૈયાઓ, તાનસેને ગાવાની જે રીત શરૂ કરેલી, તે રીતે ગાય છે. આ રીત ''ગ્વાલિયર ઘરાણા'' તરીકે જાણીતી છે.

લગભગ ચારસો વર્ષ પહેલાં, ગ્વાલિયર પાસે આવેલા એક ગામડામાં, મુકુંદ મિશ્રા અને તેની પત્ની રહેતાં હતાં. પૈસે ટકે તેઓ સુખી હતાં. તેઓનું એક માત્ર દુઃખ એ હતું કે તેઓને કોઈ સંતાન ન હતું. મિત્રના કહેવાથી મુકુંદ મિશ્રા મહાન સંત અને સંગીતકાર, મહમ્મદ ઘાઉસના આશીર્વાદ લેવા ગ્વાલિયર ગયા. મહમ્મદ ઘાઉસે તેમના હાથ ઉપર પવિત્ર દોરો બાંધતાં કહ્યું, ''પ્રભુ તને દીકરો આપો''. અને એવું જ બન્યું. દીકરો જનમ્યો. એનું નામ તાનસેન પાડવામાં આવ્યું.

જેવો તાનસેન મોટો થયો કે તેના પિતાએ તેને વાંચતા લખતા શીખવવા શિક્ષકો રાખ્યા. પણ તાનસેનને તો દોસ્તો સાથે નજીકના જંગલમાં જઈ, પશુ-પક્ષીઓના અવાજોની નકલ કરવામાં વધુ રસ પડતો.

એક વાર ગવૈયાઓની એક મંડળી જંગલમાંથી પસાર થઈ રહી હતી. તાનસેને ઝાડીની અંદર સંતાઈને વાઘની જેમ ગર્જના કરી. ગર્જના આબેહૂબ વાઘ જેવી હતી. ગવૈયાઓ ખરેખર ગભરાઈ ગયા. જ્યારે તાનસેન બહાર નીકળ્યો ત્યારે વડા ગવૈયાએ તેની વાઘ જેવી ગર્જના વખાણી. તાનસેને ઉત્સાહથી ઘણાં પશુ-પક્ષીઓના અવાજો કરી સંભળાવ્યા.

વડા ગવૈયા તાનસેનની કળાથી ખૂબ પ્રભાવિત થયા. તેઓ જાણીતા સંગીત ગુરુ હરિદાસ પોતે જ હતા.

હરિદાસે તાનસેનને સંગીત શીખવવાની તૈયારી બતાવી. તેમણે તાનસેનના પિતાને કહ્યું, ''આનામાં સંગીતની કુદરતી સૂઝ છે.'' ન છૂટકે તાનસેનની માતાએ પોતાના એકના એક દીકરાને હરિદાસ સાથે સંગીત શીખવા વૃંદાવન મોકલ્યો.

લગભગ દસ વર્ષ સુધી તાનસેન હરિદાસ પાસે સંગીત શીખ્યો. સંગીતના મૂળભૂત સ્વરો—સા રે ગ મ પ ધ ની થી માંડીને એ ગાતાં તથા તાનપૂરો વગાડતાં પણ શીખ્યો. ભારતીય સંગીતના જુદા જુદા રાગો તથા કઈ રીતે આ રાગો જાતજાતના ભાવો બતાવી શકે છે, તે પણ એ શીખ્યો. કોઈ રાગ તમને એટલો બધો આનંદ આપે કે તમને નાચવાનું મન થઈ જાય, તો કોઈ તમને એટલા ઉદાસ કરી દે કે તમારી આંખમાં આંસુ આવી જાય.

એક દિવસ તાનસેનના ઘરેથી સંદેશો આવ્યો કે તેના પિતા બહુ માંદા પડી ગયા છે. જયારે તાનસેન ઘરે પહોંચ્યો ત્યારે તેના પિતા મરણપથારીએ હતા.

"તું સંગીતકાર થયો છે તેથી હું ખુશ છું. જા જઈને મહમ્મદ ઘાઉસને મળ." પિતા બોલ્યા. આ એમના છેલ્લા શબ્દો હતા.

પોતાની માની સંભાળ રાખવા તાનસેન ઘરે રહ્યો. પણ એક વર્ષની અંદર એ પણ ગુજરી ગઈ.

તાનસેને પિતાને વચન આપ્યું હતું કે એ મહમ્મદ ઘાઉસ પાસે જઈને સંગીત શીખશે. એ વચન હવે તે પાળી શકે એમ હતું. પણ ભારતીય રિવાજ પ્રમાણે નવા ગુરુ પાસે શીખતાં પહેલાં, પ્રથમ ગુરુની રજા મેળવવી પડે. તેથી તાનસેન ગુરુ હરિદાસ પાસે ગયો.

"પિતાની ઇચ્છા તારે પાળવી જ જોઇએ, પણ મારા ઘરનાં બારણાં તારે માટે સદા ખુલ્લાં રહેશે. તું તો મારા દીકરા જેવો છે." હરિદાસે કહ્યું અને તાનસેનને આશીર્વાદ આપ્યા.

તાનસેને ત્રણ વર્ષ સુધી મહમ્મદ ઘાઉસ પાસે સંગીત શીખી પોતાની સંગીતની સમજ વધારી.

આ સમય દરમ્યાન મહમ્મદ ઘાઉસે તેની ઓળખાણ ગ્વાલિયરના રાજા સાથે કરાવી. તેઓ બંને સારા મિત્રો બન્યા. તાનસેન અવાર-નવાર રાજાના દરબારમાં જતો. ત્યાં એ બીજા સંગીતકારોને સાંભળતો.

મહેલની આ મુલાકાતો દરમ્યાન તાનસેન હુસનીને મળ્યો. હુસની રાજાની દાસીઓમાંની એક દાસી હતી. પોતાના નામ પ્રમાણે હુસની-ખૂબસુરત-ખરેખર સુંદર હતી. તાનસેન તેનાં પ્રેમમાં પડ્યો અને તેને પરણ્યો.

થોડાં વર્ષો બાદ મહમ્મદ ઘાઉસ ગુજરી ગયા. તેઓ પોતાની બધી મિલકત અને પૈસા તાનસેન માટે મૂકતા ગયા. તાનસેન મહમ્મદ ઘાઉસના ઘરમાં રહ્યો અને ત્યાં જ તેનું કુટુંબ પણ ઉછર્યું.

એક દિવસ ગ્વાલિયર નજીક આવેલા રેવા શહેરના દરબારમાંથી દૂત આવ્યો. તેણે ટીપણું ખોલીને સંદેશો વાંચ્યો: "રેવના રાજા રામચંદ્ર આપને પોતાના દરબારમાં સંગીતકાર તરીકે રાખવા માંગે છે."

તાનસેન માટે આ ઘણું મોટું માન હતું. એની ખ્યાતિનું આ પહેલું પગથિયું હતું.

રાજા રામચંદ્ર તાનસેનના સંગીતના પ્રશંસક હતા. તેઓ એને કીમતી ભેટ-સોગાદો આપતા. એક વાર તેમણે તાનસેનને સોનાના એક હજાર સિક્કાઓ આપ્યા.

એક દિવસ શહેનશાહ અકબર રેવાની મુલાકાતે જઈ ચડ્યા. રાજા રામચંદ્રે પોતાના શાહી મહેમાનનું મનોરંજન કરવા તાનસેનનું ગાવાનું ગોઠવ્યું.

તાનસેનના સંગીતથી શહેનશાહ ખૂબ જ પ્રભાવિત થયા. ઘરે પહોંચતાં જ તેમણે રામચંદ્રને સંદેશો મોકલાવ્યો. તેમણે વિનંતિ કરી હતી કે તાનસેન તેમના દરબારમાં જાય.

રાજા રામચંદ્રને તાનસેનથી છૂટા પડવું ન હતું. પણ શક્તિશાળી અકબરને નારાજ કરવાનું તેનામાં ગજું ન હતું. આખરે અકબર ભારતનો શહેનશાહ હતો. જ્યારે રામચંદ્ર તો હતો અકબરના સામ્રાજ્યમાં આવેલા એક નાના રાજ્યનો રાજા.

રાજા રામચંદ્રે પોતાના માણસો સાથે કમને તાનસેનને એક દરબારમાંથી બીજા દરબારમાં શાહી ભેટ તરીકે મોકલી આપ્યો.

રાજધાની આગ્રામાં તાનસેનનું ભવ્ય સ્વાગત થયું. અકબર ઉપર તાનસેનના સંગીતની એટલી બધી અસર થઈ હતી કે તેમણે તેને રાજ્યનું મોટામાં મોટું માન આપ્યું. તાનસેન અકબરના નવ રત્નોમાંનું એક રત્ન બન્યો. આ નવ રત્નો રાજદરબારની નવ અજોડ વિભૂતિયો હતી.

દરબારમાં ગાવા ઉપરાંત, ઘણી વાર તાનસેન એકલા શહેનશાહ માટે પણ ગાતો. તેમનું મન શાંત થાય અને ઊંઘ આવે તે માટે રાત્રે એ રાતના રાગો છેડતો. અને સવારે તેમને હળવેથી જગાડવા સવારના રાગો ગાતો.

તાનસેનના સંગીતની શક્તિનુ વર્ણન કરતી ઘણી કથાઓ છે. એમ કહેવાય છે કે જયારે તે ગાતો ત્યારે પશુ પક્ષીઓ તેને સાંભળવા એકઠાં થઈ જતાં.

એક વખત શહેનશાહ અકબર શિકારે ગયા. ત્યાં એમણે એક સફેદ હાથી જોયો. એ હાથી એમને પોતાને માટે જોઈતો હતો. હાથીને પકડીને મહેલમાં લાવવામાં આવ્યો. પણ તે વિકરાળ અને જંગલી હતો. કોઈ રીતે શાંત પડતો જ ન હતો.

તાનસેનને જયારે આ વાતની ખબર પડી ત્યારે તે હાથી પાસે ગયો. હાથી સાંકળથી બાંધેલો હતો અને મહાવતોની સામે થતો હતો. તાનસેને તંબૂરો છેડ્યો અને ગાવાનું શરૂ કર્યું. ધીમે ધીમે હાથી શાંત થઈ ગયો. થોડા સમયમાં જ શહેનશાહ તેના પર ચઢીને સવારી કરી શક્યા!

શહેનશાહ અકબર તાનસેનને ભેટ સોગાદો અને ખિતાબો આપતા જ રહ્યા. રાજમહેલની એકદમ પાસે તાનસેનને મકાન પણ આપ્યુ.

એક સાંજે અકબરે તાનસેનના ઘરે જવાનું નકકી કર્યું. જયારે તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે તાનસેન તાનપૂરો વગાડતાં વગાડતાં ગાઈ રહ્યો હતો. શહેનશાહ વરંડામાં બેસીને શાંતિથી સાંભળવા લાગ્યા.

તેઓ તાનસેનના સંગીતથી એટલા બધા ખુશ હતા કે ગાયન પૂરું થતાં જ એમણે પોતાના ગળામાંથી હીરાનો હાર કાઢી તાનસેનને આપી દીધો.

શહેનશાહનો તાનસેન ઉપર જે આદર ભાવ હતો તેને લીધે અમુક દરબારીઓને તાનસેનની અદેખાઈ આવવા માંડી. તેઓએ તાનસેનની પડતી માટે કાવાદાવા રચવાની શરૂઆત કરી દીધી.

શહેનશાહે જે હીરાનો હાર તાનસેનને આપેલો તે દરબારીઓએ ચોરી લીધો. પછી એમણે શહેનશાહને જઈને કહ્યું કે તાનસેને મોટી કિંમત લઈને હાર વેચી દીધો હતો.

જયારે તાનસેનને રાજદરબારમાં બોલાવીને હાર હાજર કરવાનું કહેવામાં આવ્યું ત્યારે તાનસેન હાર લાવી ન શક્યો.

શહેનશાહ ક્રોધે ભરાયા અને ગર્જના કરીને બોલ્યા, ''જયાં સુધી તમે રાજ-દરબારમાં એ હાર પહેરીને નહીં આવો ત્યાં સુધી તમને અહીં આવવાની મના છે.''

તાનસેનની માનહાનિ થઈ હતી. એને મદદ કરનારું કોઈ ન હતું. આખરે તેને રાજા રામચંદ્ર યાદ આવ્યા. તે રેવા ચાલ્યો ગયો.

રામચંદ્રે પોતાના જૂના સંગીતકારને આવકાર આપ્યો. તેની પૂરી વાત સાંભળ્યા પછી તેઓ બોલ્યા, ''ચિંતા ન કરો. બસ, મારે માટે કંઈક ગાઓ.''

તાનસેને બે સુંદર રાગો રાજાને સંભળાવ્યા.

''તમારું સંગીત, હવે ખૂબ અદ્‌ભુત થઈ ગયું છે. તમે મને ખૂબ આનંદ આપ્યો છે.'' રામચંદ્રે કહ્યું અને એમની કદર રૂપે રત્નોથી જડેલી મોજડીઓ તેમણે તાનસેનને આપી.

તાનસેન તરત પાછો આગ્રા પહોંચ્યો અને રત્નોથી જડેલી મોજડીઓ શહેનશાહ સામે ધરીને બોલ્યો, ''જહાંપનાહ, આ મોજડીઓમાંથી હીરા લઈ લો અને મને માફ કરો.''

હાર કરતાં મોજડીઓની કિંમત ક્યાંય વધારે હતી. શહેનશાહ તરત સમજી ગયા કે તેમણે તાનસેનને સમજવામાં ભૂલ કરી હતી. તેઓ બોલ્યા, ''મારે માટે હીરા કરતાં તમારું સંગીત વધુ કીમતી છે. મારે તમારા પર સંદેહ કરવો નહોતો જોઈતો. તમે દરબારમાં પાછા આવી જાઓ અને મારા શાહી-સંગીતકારનું સ્થાન લો.''

તાનસેનની ખ્યાતિ ચારે બાજુ ફેલાવા માંડી. લોકો કહેવા લાગ્યા કે હજાર વર્ષમાં જન્મેલા સંગીતકારોમાં તાનસેન સૌથી મહાન હતો. તેના દુશ્મનો ફરી વાર અદેખાઈથી બળવા લાગ્યા. તેઓએ તાનસેનની વિરુધ્ધ કાવાદાવા કરવા માંડયા. એમણે અકબરને ભલામણ કરી કે એમણે તાનસેન પાસે દીપક રાગ ગાવાની માંગણી કરવી.

દીપક રાગ ગાવો ખૂબ જ અઘરો હતો. એ રાગને જો સારી રીતે ગાવામાં આવે તો તેનાથી ખૂબ ગરમી પેદા થાય. દીવાઓ સળગી ઊઠે તથા ગાનારાનું શરીર બળીને રાખ થઈ જાય.

જયારે અકબરે તાનસેનને દીપક રાગ ગાવાનું કહ્યું ત્યારે તાનસેને આજીજી કરી, ''જહાંપનાહ, દીપક રાગ ગાવાથી ગાનારાના શરીરે આગ લગી જશે.'' પણ શહેનશાહ ન માન્યા. ''જો તમે દેશના સૌથી મહાન સંગીતકાર હો તો તમારે આ પડકાર ઝીલવો જ જોઈએ.'' અકબરે ભારપૂર્વક કહ્યું.

તાનસેન જાણતા હતો કે દીપક રાગ ગાવામાં જોખમ હતું, પણ તે એ પણ જાણતો હતો કે જો તે જ વખતે મેઘ રાગ ગવાય તો વરસાદ પડવા માંડે. એ રીતે પોતે આગના ઝપાટામાંથી બચી શકે.

"પણ હું બંને રાગો એક સાથે કેવી રીતે ગાઈ શકું?" પોતાના બાગમાં લટાર મારતાં તાનસેન ચિંતાથી વિચારવા લાગ્યો. અચાનક તેને એક વિચાર સૂઝયો. હરિદાસની એક ખાસ શિષ્યા રૂપા એની સાથે ગાઈ શકે.

હરિદાસની રજાથી રૂપાએ તાનસેન સાથે ગાવાની હા પાડી. રૂપા પહેલેથી જ ઘણી સારી સંગીતકાર હતી. અકબરે જે પંદર દિવસ તૈયારી માટે આપેલા તેમાં તાનસેને રૂપાને તાલીમ આપી દીધી. પંદર દિવસને અંતે રૂપા મેઘ રાગ ગાતાં બરાબર શીખી ગઈ.

જલસાને દિવસે દરબાર દરબારીઓ અને શાહી મહેમાનોથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. તાનસેનને અત્યંત કપરો દીપક રાગ ગાતો સાંભળવા દૂર દૂરથી લોકોનાં ટોળે ટોળાં ઊમટયાં હતાં.

બૂઝાવેલા દીવાઓ દીવાલો ઉપર ગોઠવવામાં આવ્યા હતા. તાનસેન હાથમાં તાનપૂરો લઈને રાહ જોઈ રહ્યો હતો. જેવા શહેનશાહ દરબારમાં આવીને સિંહાસન પર બેઠા કે તરત તાનસેને આલાપ શરૂ કર્યો. રાગ ગાવાની શરૂઆત આલાપથી જ થાય.

તાનસેન જેમ જેમ ગાતો ગયો તેમ તેમ આસપાસની હવા ગરમ થવા માંડી.

પ્રેક્ષકોને પરસેવો થવાં માંડયો. બાગમાં પાંદડાંઓ અને ફૂલો સૂકાઈને જમીન પર ખરી પડયાં. ફુવારાઓમાંનું પાણી ઊકળવા માંડયું. પક્ષીઓ ગરમીથી બચવા દૂર દૂર ઊડી ગયાં. દીવાઓ સળગી ઊઠયા અને હવામાં આગમાં ભડકા દેખાવા માંડયા. લોકો ગભરાયા અને દરબારમાંથી નાસી છૂટયા.

ચકિત થઈ ગયેલા શહેનશાહ રાગ સાંભળી રહયા હતા. જેવા તેઓ ઊભા થયા કે તેમના હાથમાં પકડેલું ગુલાબનું ફૂલ કરમાઈને ખરી ગયું.

તાનસેનનું શરીર ગરમ થઈ ગયું. તાવ ભરાયો. પણ એ તો તલ્લીન થઈને પૂર જોશમાં દીપક રાગ ગાઈ રહ્યો હતો.

તાનસેનને આવી હાલતમાં જોઈને રૂપા ગભરાઈ ગઈ. તે પોતાનું ગાવાનું શરૂ ન કરી શકી. છેવટે ધીમે ધીમે, અચકાતાં અચકાતાં તેણે મેઘ રાગ ગાવાની શરૂઆત કરી.

તેનો અવાજ જેમ જેમ તીવ્ર અને મોટો થયો તેમ તેમ આકાશમાં વાદળો ઉભરાવા લાગ્યાં. આકાશ કાળું થઈ ગયું. ધોધમાર વરસાદ વરસવા લાગ્યો. પ્રેક્ષકોમાંથી ઘણાં લોકો વરસાદની ઠંડક મેળવવા બહાર દોડી ગયાં.

થોડી જ વારમાં વાતાવરણ શાંત થઈ ગયું. લોકો તાનસેનની કલાનાં મોફાટ વખાણ કરવા લાગ્યાં. શહેનશાહ ખૂબ જ ખુશ હતા, પણ એક વાતનો તેમને આઘાત લાગ્યો હતો. પોતાના જ સંગીતથી સળગાવેલી આગમાં તેમના સૌથી મહાન સંગીતકારને તેઓ ગુમાવી દેવાના હતા.

તાનસેનની ખ્યાતિ હવે દીપક રાગની જવાળાઓની જેમ ચારે બાજુ ફેલાઈ ગઈ.

પણ દીપક રાગથી તેની અંદર જાગેલી આગ સહેલાઈથી શાંત ન થઈ. તે માંદો પડ્યો. દરબારમાં પાછા આવતા તેને બે મહિના થઈ ગયા.

તાનસેન ઘણાં વર્ષો સુધી અકબરના દરબારમાં ગાતો રહ્યો અને સંગીત શીખવતો રહ્યો. તે ફક્ત સંગીતકાર જ નહીં, પણ કવિ યે હતો. પોતાના સંગીતનાં ગીત તે પોતે લખતો. તેણે ઘણા નવા રાગો પણ બનાવ્યા.

જયારે તાનસેન ગુજરી ગયો ત્યારે શહેનશાહ અકબર એની પાસે હતા. તેઓ ઊંડા શોકમાં ડૂબી ગયા. તેઓ જાણતા હતા કે ભારત દેશે પોતાનો સૌથી મહાન સંગીતકાર અને ગવૈયો ખોયો હતો. પણ તાનસેનનું સંગીત આજે પણ ચાલુ છે. અને ગુરુ-શિષ્યની પરંપરાથી સતત જીવતું રહ્યું છે.

ગ્વાલિયરમાં, તાનસેનના મકબરા પાસે દર વર્ષે સંગીતનો ઉત્સવ યોજાય છે. દેશભરથી સંગીતકારો ત્યાં જઈ પોતાનું સંગીત સંભળાવે છે અને તાનસેનને અંજલિ આપે છે.

